ટી મારે) ને મનમાં અહંકાર ઘણોજ રાખે તેવા માણસને પ્રથ્વી ઉ પર બધા મુરખાઓનો સરદાર સમજવો. (૨) મોટી મોટી વેહેમ ભરેલી ઘણી વાતોનો તો લવારો કરે, પણ તે મુરખનો રાજા માંહેલી થી મણ સાંભળતો નથી. (૩)

**પાઠ ૬૯ મો.**

ઘાઇતરૂ=મેહેનત:મજુરી
આળોટવું ક્રી૦ ગોલાંટ ખાવી; ગડબડવું.
અમીર વી૦ મોટામાણસ
દાભડો ના૦ ખાડો.
ધીરજ=સબુરી; શાંતી.
ખમી=રહી. સહન કરી
હઠે ક્રી૦ પાછુ ફરે; દબે ટારે.
મરજી ના૦ ઈછા; ખુશી
દેખાદેખી ક્રૃ૦ જોઈને.
ડોક ના૦ ગરદન ગળુ.
ભાર ના૦ બોજો.
લાજ ના૦ શરમ.
સીધી વી૦ પાધરી.

**પાઠ ૭૦ મો.**

ડેલુ ના૦ તબેલો.
ન્યાલ ના૦ તવંગર;પઈસાદાર.
પુરૂ=બરાબર; પેટભરીને
છોડવા ક્રી૦ મુકવા મેલવા
દેખાયો ક્રી૦ જણાયો.
ખોતરતો ક્રી૦ ખોદતો. ખણુતો.
ભેદ ના૦ કારણ; મરમ.
ધન ના૦ પઇસા;દોલત.
ચરૂ ના૦ તાંબાનો બે કડાં વાળો દેગડો.

**પાઠ ૭૧ મો.**

શેતુર ના૦ એક જાતનો મેવો પીરપના આકાર નો થાય છે.
ખદખદતુ ક્રી૦ ઉનુ ઉનુ
અબોટીઆં ના૦ રેશમી લુગડાં.
હીરાગળ વી૦ રેશમી.
પટઉ=એક જાતનો છુવડો.
ગજીઆણી ના૦ ગજપ નાનું રેશમી કપડું.
તાંતણો ના૦ તાર.
મુગટા ના૦ કોરણુવાળાં હલકાં અબોટીઆં.
મશરૂ ના૦ રેશમી કપડું
કોશેટો=લંબગોળ દડી.
હીર ના૦ રેશમ.
કીડા ના૦ લાંબા છુવડા.
ભાતભાતના વી૦ જાત જાતના
કીનખાબ ના૦ કસબના બુટા વાળુ રેશમી ઊંચુ કપડું.

**પાઠ ૭૨ મો.**

આખલો ના૦ ગોધો;સાંઢ
મગ્છર ના૦ ગણગણતો જીવડો.
માતેલો વી૦ જબરો;ધરાયેલો મલબાલો.
નબળો=કમજોર, લુલો.
સાંઢ ના૦ આખલો;ગોધો
આંટો ના૦ ચક્કર, ફેરો.
તોબા ના૦ કાયર;કંટાળો
તુચ્છ વી૦ હલકો; નીચ
અહંકાર ના૦ અભિમાન
ધરાઇને ક્રૃ૦ પેટભરીને.
ગણગણતો ક્રૃ૦ ગુણગુણ કરતો.
નીચ વી૦ હલકો, તુચ્છ
જબર વી૦ જોરાવર.
પલક ના૦ પલ; ક્ષણ
કચરી ક્રી૦ કચડી:ખુદી.
પછાડે ક્રી૦ અફાળે.
વેદના ના૦ દુઃખ; પીડા
આંડો ના૦ દીવાનો; ઘેલો

**પાઠ ૭૩ મો.**

કરોળીઓ ના૦ જાળમાં રહેનારો જીવડો.
ઠરાવવું ક્રી૦ ફાવવું, જી તી લેવું.
ખેંહવું ક્રી૦ છાકીજવું વધારે બોલવું.
જાળુ ના૦ ફાંદો; ફાંસો
જીતવું ક્રી૦ જીતી લેવું; ઠરાવવું.
ફુલાઈ=અહંકારે ભરાઈ
શેર ના૦ ૪૦ રૂપીઆભા રનું વજન
આંઢીઓ ના૦ આખડો.
બરોબરી વી૦ સરખા સરખી; સમાન.
ગરવ ના૦ અહંકાર.
ઉસવા ક્ર૦ મશકરી કરવા
નાજ અ૦ નહી; ના.
ફાંકું ના૦ મોટી મહેનત; વેવલા.
અટવાટો ક્રી૦ આંટીમાં આવતો.
જીતનાર ના૦ જીતીલેનાર ફતેહ પામનાર.
કેવળ=બીલકુલ, તદન.

**પાઠ ૭૪ મો.**

આગળ=નાજુક; કુણું.
રમુજી વી૦ ખુશ લાગે એવું
ચંચળ વી૦ હોંસીઆર.
પટા ના૦ લીસોટા.
રૂવાંટાં ના૦ બોખા ની ખુવાળ.
ચિતારો=ચીત્ર પાડનાર.

**પાઠ ૭૫ મો.**

છેતરવું ક્રી૦ ઠગવું.
પાપ ના૦ નઠારૂ કામ, નઠારાં આચરણો.
હડીઓ ના૦ પડીઓ.
ચુકવવું વી૦ ખસેડવું
સંતાડવું ક્રી૦ છુપાવવું.
કરડી વી૦ આકરી; સખત.
નાત=જમણવાર; વરો.
બગડયું ક્રી૦ તપતભરાયો
સરત ના૦ નીમ; ધ્યાન
છેતરાઈ ક્ર૦ ઠગાઇ.
વાહાલી વી૦ પ્યારી.
નાનપણ ના૦ બચપણ.

**પાઠ ૭૬ મો.**

ઘડી ના૦ ૨૪ મીનીટ.
પળ ના૦, સેકંડ.
તરવું ક્રી૦ અંતરમાં રહેવું
મંદીર=દેર; દેવસ્થાન.
ટક્ટાક વી૦ ચડીઓ ચડી
જોશી=જ્યોતિશ વિદ્યા જાણનારા.
ફુટીજવું ક્રી૦ ચુડીજવું
કોઠડ ના૦ કોઠો.
માપ=બરતદ પરમાણ.
વાપરતાં ક્રી૦ કામમાં આણતાં.

**પાઠ ૭૭ મો.**

ભારે વી૦ કીમતવાળી.
મોહોર ના૦ પંદર રૂપીઆની કીમતનો જુનો સોનાનો સીક્કો.
કસબ ના૦ કલાબતુ.
પાલવ ના૦ કોર.
વેઢ ના૦ વેણીવે.
કંદોરો ના૦ કેડે બાંધવાનું ઘરેણું.
કીરમજ ના૦ મુસ, ભાવ
ઉપડે ક્રી૦ શોભકાય.
સુંદર વી૦ સારાં મજાનાં.
કંઠી=સોનાની સાંકળ.
તાલેવાન વી૦ પઇસાદાર
તોઇ ના૦ કોર.

**પાઠ ૭૮ મો.**

નાખુશ વી૦ દલગીર.
ઠઠાર વી૦ અકડ.
ખુશી ના૦ રૂપ; સતોષ
મોતીઓ ના૦ મોતીઓ.

ગગન ના૦ આકાશ.
ઠાર ના૦ ઠંડ. હીમ.
વેગળેથી અ૦ આઘેથી
ઝાકળ ના૦ સરદી,ઓસ

**પાઠ ૮૩ મો.**

મધ્ય=વચલા ભાગના.
 આભારણુ.
પુષ્કળ વી૦ ઘણું,બહુ
ડામ ના૦ ઉનોચંપકો.
બરડો ના૦ પીઠ, વાંસો.
સાંધા ના૦ ટેભા.
પાંસળીઓ ના૦ પાસા
 તરફની હાડકીઓ.
ટેકીટેકીને અ૦ અધેલી
 ને; ટેકો દઈને.
જડબુ ના૦ ડાચું.
ઝેરી વી૦ વીખવાળુ.
થેલી ના૦ કોથળી.
ભેળુ વી૦ સાથે.
જખમ ના૦ કરડેલી કે
 વાગેલી જગો.
પસરે ક્રી૦ ફેલાય.
ઘટતાં વી૦લાયક; જોઈ
 એ તેવાં.

**પાઠ ૮૪ મો.**

સીંહ ના૦ ચોપગાં જ-
 નાવરનો રાજા.
જીવતદાન=નવો જનમ.
મહારાજ ના૦ મોટારા-
 જા, રાજાધીરાજ.
કાલાવાલા ના૦ ખુશામ
 ત; વારેવારે કરગરી
 ને કહેવું તે.
સામર્થ્ય ના૦ જોર;બળ
છાયા ના૦ શીળે; ઓથે.
દોડાદોડ ક્રિ૦ દોડ ધામ
 નાસાનાસ; દીંગામ-
 સ્તી.
ગુનો ના૦ અપરાધ,વાંક
માફ ના૦ ક્ષમા,જવાદેવું
ચાકરી ના૦ સેવા.
ટાળીશ ક્રી૦ મટાડીશ
શેખી=પતરાજી; વડાઈ.
વન ના૦ રાન;જંગલ.
ગરીબડો=કંગાલ;રાંક.
ઘેલો વી૦ ગાંડો;નાદાન

**પાઠ ૮૫ મો.**

હાજર ના૦ તૈયાર.
તરાપ ના૦ તખલુ.
બજાવશે ક્રી૦ કરશે.
દાસ ના૦ ચાકર;સેવક.
જાળ ના૦ ફાંદો.
છુટાયું ક્રી૦ નીકળાયું.
અકળાયો ક્રી૦ ગભરાયો
બુમો ના૦ પોકાર, સાદા
બદલો ના૦ અવેજ,પાડ
કાતરી ક્રી૦ કરડી.
પ્રસંગ ના૦ વખતસમય

**પાઠ ૮૬ મો.**

સાંઠા=કરાંઠી, સોટી.
રેસા ના૦ દોરા.
ઓયાં ના૦ સાંઠાનો ગરભ
સુતળી ના૦ સણુ
 ની દોરી.
ટાટપટી=સુતળીનું ટાટ.
દીવાસળી ના૦ દીવા કર-
 વાની સળી.
માણસપુર વી૦ માણસ
 જેવડાં. માથોડાપુર.
ઝાઝાં વી૦ ઘણાં; બહુ.
ઉપાડી ક્રી૦ ઉચકી.
મરડીને કૃ૦ આમળીને.

**પાઠ ૮૭ મો.**

શિયાળ ના૦ કુતરા જેવું
 રાતે બોલનારૂં જનાવર
ભુંગળાં ના૦ નાળાં.
વાઢ ના૦ શેરડી ઉગેલી
 તે જગો. ખેતર.
બોલ ના૦ બોડ, ગુફા.
ખંડેર ના૦ જુની અ-
 વાડ જગા.
મેદાન ના૦ લાંબી પે-
 ળી ખુલ્લી જગો.
ચોરીથી ના૦ છુપકીથી

ટોળાં ના૦ જથો.
મુએલાં કૃ૦ મરીગયેલાં
કૂકડા ના૦ મરઘડા.
નુકશાન ના૦ બિગાડ.
એકાંત વી૦ એકલાં.

પાઠ ૮૮ મો.

લોભીઓ ના૦ લાલચુ-
માણસ.
જમણવાર=નાત વરો.
પગરૂઠ ના૦ તળજીવ,
નખારા.
સાબ ના૦ ફાયદો, નફો.
તપેલાં ના૦ પાતેલાં.
અભાગી કૃ૦ સાચવી,
નપાસી.
વિયાય ક્રી૦ પ્રસવે.
બચ્ચાં ના૦ છોકરાં.
ભૂલથી ના૦ ગફલતથી

પાઠ ૮૯ મો.

ધુતારા ના૦ ઠગખોર.
સમજાવી લઇજનારા
નાદાન ક્રી૦ ભોળો, અણુ-
સમજુ.
આદમી ના૦ માણસ.
ફરીને અ૦ બીજીવખત
નાત=જમણવાર, વરો.
ખપ ના૦ જરૂર, કામ.
ચુપ ના૦ મુગો. અબોલો.

વસતા ક્રી૦ રહેતા.

પાઠ ૯૦ મો.

ભીંડી ના૦ શણને મળ-
તી જાત.
વાણુ ના૦ ભીંડીનારેસા-
ની દોરી.
ગરીબ વી૦ પૈસાવગરના
રંક, નીરધન.
ટકાઉ વી૦ મજબુત.

પાઠ ૯૧ મો.

ખુંધ=વાંકાસુંકા.
રણ ના૦ રેતીનું મેદાન.
રેતાળ વી૦ રેતીવાળી.
ચરબી ના૦ જનાવરના
ચામડાના પાતળાપડ
ગાંથી જે ચીકણું ઘી
જેવી વસ્તુનીકળે તે.
સંદેશા=સમાચાર, કહેણુ.
પોષણ ના૦ ગુજરાન,
મુસાફરી ના૦ માણસો
કે પગે ચાલતાએકદેશ
થી બીજે દેશજવું તે-
સાંઢણી ના૦ ઊંટની મા
દા (ઝડપથી ચાલનાર
ઊંટ.)
તરેહવાર=અજબગરીબનુ
ઓર તરેહનું.
ઝડપ=તાકીદ, ઉતાવળ.

બાવળીઓ ના૦ બાવળ
ના કાંટાનું ઝાડ.
સંકડાઈ કૃ૦ સંકોચાઈ,
દબાઈને.

પાઠ ૯૨ મો.

વનસપતિ ના૦ લીલોતરી
વેલા ના૦ ભોંયપર પથરા
તો છોડ.
બટાટા ના૦ અણુખડા.
તાંદળજો ના૦ તાંદળીઆ
નીકેચોલાઈનીભાજી.
સુરણ=એક જાતનો કંદ.
મેથી ના૦ મેથીનીભાજી
રતાળુ=એકજાતનો કંદ.
તળવું ક્રી૦ તેલમાં વઘા-
રવું.
પાઈ ના૦ પોઈનીભાજી.
સકરીઆં ના૦ મીઠાકંદ
અળવી-અળવીની ભા-
જી.
બાફીને ક્રી૦ પાણીમાં-
રાંધીને.
કુમળાં=નરમસુવાળાં.
ચડે ક્રી૦ બફાય, રંધાય.

પાઠ ૯૩ મો.

અંકુરા ના૦ સરગુઓ.
અગથિઓ ના૦ અગથી-
આના ફુલનું.

સ—દીશાઓ કેમ પારખવી તે તમે જાણોછો?

જ—હાજી સુરજ ઉપરથી, સુરજ ન દેખાતો હોયતો ધ્રુવના તારા પરથી; અને તે પણ નહી દેખાતો હોય તો વહાણના હોકાયંત્રથી.

સ—પુર્વ અને પશ્ચિમ દીશા કેમ જાણીએ?

જ—જેનીગમે રોજ સુરજ ઉગતો હોય તે પુર્વ દીશા, અને સાંજે આથમતો હોય તે પશ્ચિમ દીશા જાણવી.

સ—ત્યારે ઉત્તર અને દક્ષીણ દીશા કેમ જાણીએ?

જ—આપણે પુર્વ દીશા તરફ મોં કરીને ઉભા રહેવું, તો જેનીગમ આપણો ડાબો હાથ આવે તે ઉત્તર અને જેની ગમ આપણો જમણો હાથ આવે તે દક્ષીણ દીશા જાણવી.

સ—ત્યારે હોકાયંત્ર અને ધ્રુવના તારાએ કરીને દીશા સી રીતે જાણવી?

જ—હોકાયંત્ર એટલે વહાણનો હુકો તે મોટા વાહાણોમાં ખલાસીલોકો રાખેછે, તે અંધારી રાતે તેમને બહુ કામ લાગેછે. તે યંત્રની સોય હમેશાં ઉત્તર દીશા તરફજ રહેછે, તેમ ધ્રુવનો તારો પણ ઉત્તર દીશાએ હમેશાં ઉગેછે, એ રીતે ઉત્તર દીશા જણાઈ એટલે પછી બીજી દીશા જાણવી સેહેલછે. એટલું યાદ રાખવું કે ઉત્તરની સામી દક્ષીણ અને પુર્વની સામેની પશ્ચિમ દીશાછે.

## પૃથ્વી.

સ—પૃથ્વીનો આકાર કેવોછે?

જ—પૃથ્વીનો આકાર ગોળ દડા જેવોછે.

સ—આપણે કેમ જાણીએ કે ગોળ દડા જેવોછે?

જ—જે લોકો પૃથ્વીની આસપાસ પ્રદક્ષણા ફરીઆવ્યાછે તેમનાથી ખરેખરી સાબીતી થઈ ચુકીછે તેથી જાણીએ છીએ કે પૃથ્વીનો આકાર ગોળછે.

સ—પૃથ્વી ગોળછે તેની સાબીતીનાં કારણો બતાવો?

જ—હાજી તે સાબીતીના કારણો બહુ છે. ૧. તો એકે લોકો વાહાણમાં બેસીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવા સારૂ નીકળેછે. અને પૃથ્વીની આસપાસ પ્રદક્ષણા કરનાર જ્યાંથી તેઓ નીકળ્યા હોય ત્યાં પાછા આવેછે. ૨. બીજું જ્યારે ચંદ્રગ્રહણ થાયછે ત્યારે એક

તરફ પૃથ્વી અને એક તરફ ચંદ્ર રહેછે. તે વખતે પૃથ્વીની ચંદ્ર ઉપર ગોળાકાર માલમ પડેછે. ૩. જ્યું દક્ષિણ દીશા તરફથી ઉત્તર દીશા તરફ લોકો જાયછે તો ઉત્તર ધ્રુવ નક્ષત્ર ઊંચુ દેખાતું જણાયછે. ૪ થું પૃથ્વીના બધા દેશોમાં સૂરજ બરાબર વખતે ઉગતો નથી કોઈ દેશમાં વહેલો ને કોઈમાં મોડો કોઈ દેશમાં સવાર પડેછે તો કોઈમાં બપોર થાયછે, કોઈ દેશમાં બપોર થાયછે તો કોઈમાં રાત પડેછે ત્યારે તેનું કારણ પણ પૃથ્વી ગોળછે તેથી છે.

સ—પૃથ્વીનો પરિઘ કેટલા માઈલ છે?

જ—આશરે ૨૫૦૦૦ માઈલ.

સ—પૃથ્વીનો વ્યાસ કેટલા માઇલછે?

જ—આશરે ૮૦૦૦ માઇલ.

સ—પૃથ્વીની સપાટી કેમ બની છે?

જ—પાણી અને જમીન વડે.

સ—પૃથ્વી ઉપર પાણી કેટલું છે ને જમીન કેટલીછે?

જ—જો આખી પૃથ્વીના બરાબર ત્રણ ભાગ કરીએ તો તેમાંના બે ભાગ કરતાં વધારે પાણીછે, અને બાકીની જમીનછે.

## વ્યાખ્યા.

સ—છોકરાઓ બોલો તો તમે નકશા જોયાછે, નકશો તે શું?

જ—હાજી. નકશો એટલે આખી પૃથ્વી કે તેનો કોઈ ભાગ, કે દેશ કે શેહેર વગેરેનો નમુનો તે.

સ—દેશ કોને કહીએ?

જ—જેમાં ઘણાએક પ્રાંતો, ઇલાકા વગેરે આવેલા તે.

સ—પ્રાંત કોને કહીએ?

જ—જેમાં ઘણાએક સંસ્થાન: જીલ્લા, તથા તાલુકા આવેલા તે.

સ—ઇલાકો એટલે શું?

જ—જે ઘણાંએક પરગણાંઓ મળી થએલો તે.

સ—પરગણું એટલે શું?

જ—જેમાં નાનાં નાનાં ગામો ઘણાં આવી એક તાલુકો થએલો તે.

**સ**—ગામ કોને કહીએ ?

જ—જ્યાં કે થોડાંક ઝુંપડાં (ઘર) ની વસ્તી હોય તે ગામ.

**સ**—ત્યારે ગામડું કોને કહીએ?

જ—જ્યાં ઘણુંજ થોડાં ઝુંપડાં જેવાં ઘરની વસ્તી હોય તે.

**સ**—તાલુકો એટલે શું ?

જ—તાલુકો તો જે પ્રગણું કરીને કહેવાયછે તે.

**સ**—કસબો કોને કહીએ ?

જ—પ્રગણાનું જે સૌથી મોહું ગામ તે કસબો.

**સ**—શેહેર કોને કહીએ ?

જ—જ્યાં મોટાં મોટાં દેવળ ને હારબંધ ઘરો બાંધેલાં હોય, અને જ્યાં સારાં સારાં ચોટાં તથા બજાર હોય ને જ્યાં ધમધોકરા સારો વેપાર ચાલતો હોય તે.

**સ**—બંદર એટલે શું ?

જ—નદી કે દરીઆ કોઠે વેપારના મથકનું જે શેહેર આવેલું તે.

**સ**—રાજધાની એટલે શું ?

જ—રાજગાદીનું જે મોહું શેહેર તે.

**સ**—સંસ્થાન એટલે શું ?

જ—રાજાઓના વસાએલા જે નના નાના ખંડીઆ મુલક તે.

**સ**—પ્રથવી ઉપર પાણીના કયા કયા ભાગો થયેલાછે ?

જ—નદી, સરોવર, અખાત, ઉપસાગર, સમુદ્રધુની, સમુદ્ર, મહાસાગર.

**સ**—પણ પાણીના મોટા ભાગો કેટલા છે ? અને તે દરેકને શું કહેછે તેના નામ દો ?

જ—તે પાંચછે, અને તેમાના દરેકને મહાસાગર કહેછે તેમનાં નામ ઉત્તર મહાસાગર, દક્ષીણ મહાસાગર આટલાન્ટીક મહાસાગર પાસીફીક, અને હિંદી મહાસાગર.

**સ**—પ્રથવી ઉપર જમીનના કયા કયા ભાગો થયેલાછે ?

જ—બેટ, સંયોગીભુમી, ભુશીર, દીપકલ્પ અને ખંડ.

**સ**—પણ જમીનના સૌથી મોટા ભાગો કેટલા થયેલાછે અને શું કહેછે તેના નામ દો ?

જ—તે ચાર છે, તેમાંના દરએકને ખંડ કહેછે તેમના નામ; યુરોપ, એશિઆ, આફ્રીકા, અને અમેરીકા. એ શીવાય એક પાંચમો ખંડછે તેને "આસ્ટ્રેલીઆ" કરીને કહેછે.

સ—અમેરીકા ખંડના કેટલા ભાગ થયેલા છે ?

જ—બે, ઉત્તર અમેરીકા ને દક્ષિણ અમેરીકા.

સ—નદી કોને કહીએ ?

જ—જે પાણીનો ધોધ પર્વતમાંથી અથવા સરોવરમાંથી નીકળીને દળતી જગ્યામાં થઇને સમુદ્રને મળેછે તે.

સ—સરોવર કોને કહીએ ?

જ—આસપાસ ચોતરફ જમીન આવેલી ને વચમાં પાણી તે.

સ—અખાત કોને કહીએ ?

જ—જમીન ઉપર ઘણો લાંબો ગયેલો સમુદ્રનો જે ફાંટો તે.

સ—ઉપસાગર કોને કહીએ ?

જ—અખાતનું મોં પોહોળું થએલું તે.

સ—સમુદ્રધુની તે શું ?

જ—જે સાંકડો પાણીનો ભાગ પાણીના બે મોટા ભાગને સાંધેછે તે.

સ—સામુદ્રધુનીને સરોવરથી ઉલટું શું ?

જ—સામુદ્રધુનીથી ઉલટું સંયોગીભુમી, અને સરોવરથી ઉલટું બેટ.

સ—સમુદ્ર, સાગર કે દરીઓ કોને કહીએ ?

જ—મહાસાગર કરતાં નાનો જે પાણીનો ભાગ તે.

સ—મહા સાગર એટલે શું ?

જ—મહાસાગર એટલે મોટો સાગર અથવા દરિઓ પૃથ્વી ઉપર આસ પાણીના પાંચ ભાગ દીસાછે તેમાંનો જે એકેકો ભાગ તે.

સ—બેટ કોને કહીએ ?

જ—ચોતરફ ફરતું પાણી ને વચમાં જમીનનો ભાગ તે.

સ—સંયોગીભુમી એટલે શું ?

જ—સાંધનારી જમીન (જે સાંકડો જમીનનો ભાગ જમીનના બે મોટા ભાગને સાંધેછે તે.)

સ—ભુશીર, ભુશલાકા, અથવા કેપ કોને કહીએ ?

